ॐ

वेद सनातन स्वधर्म.



ॐ

श्रीमत् शंकर भगवत्पुज्यपाद प्रणीतो.

# ॥ मठाम्नायः ॥



અથવા

વેદ સનાતન સ્વધર્મ ના ઊદ્ધાર કર્ત્તા શ્રી

શંકરાવતાર શ્રીમત્ ભગવન્ શંકરાચાર્યનું

## "विल"

ॐ श्री गणेशाय नमः ॥१॥

# वेद सनातन स्वधर्म.

श्री गायत्री पुरश्चरणालय (व) स्वानंदोद्भव बुद्धि-
स्थान वेदाविद्यालय (पुस्तकालय) श्री गणपति मंदिर.

लुणावाडा. ग्रंथाङ्क. १९

---

ॐ

## श्रीमत् शंकर भगवत्पुज्यपाद प्रणीतो.

# ॥ मठाम्नायः ॥

વેદ સનાતન સ્વધર્મના ઊદ્ધાર કર્ત્તા શ્રી શંકરાવતાર
શ્રીમત્ ભગવન્ શ્રી શંકરાચાર્યનું વિલ—

આવૃત્તિ ૧ લી. પ્રત. ૨૦૦૦.

અમદાવાદ.
વિજય પ્રવર્ત્તક પ્રિન્ટીંગ પ્રેસ.

કીંમત. રૂ. ૦—૧—૦ એક આનો.

ॐ શ્રીગણેશાયનમ ॥ ૧ ॥

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્ જગતગુરૂ શ્રી શંકરાચાર્ય શ્રીશારદાપીઠાધીશ્વર માહારાજ ( શ્રીમાધવતીર્થ સ્વામી ) ના સદ્‌ગુરૂત્વ નિચે વસતી ચાતુર્વર્ણ્ય પ્રજાના આગ્રગણ્ય ચોર્યાસીજ્ઞાતીના બ્રાહ્મણો પ્રતિ.

આશિર્વચનમ્.

શ્રીમત્ ભગવાન્ શંકરાચાર્ય સ્વામીના પરમપ્રેમ સદ્‌બોધ રૂપ સ્વધર્મ સાચવવા આચાર્ય પ્રતિ સુવિચાર—અને બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્ય પ્રજા પ્રતિ આજ્ઞા—તે સર્વ સજ્જન ભક્ત પુરૂષોને યથાર્થ સમજવાને માટે શ્રી સદ્‌ગુરૂ આજ્ઞાનુસાર છપાવી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. જે કે આ " **મઠામ્નાય સેતુ** " પોતાના સત્ય વિચારો રૂપી સ્વયંપ્રકાશ સર્વના હૃદયમાં પ્રકાશીત હોય. ॐ તથાસ્તુ.

આજ્ઞાનુગામી—

**બ્ર. બ્ર. પૂર્ણાનંદ.**

॥ ॐ ॥

# ॥ प्रास्ताविकं किंचित् ॥

॥ यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
॥ अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं ॥

હે અર્જુન !! નિશ્ચયથી જે જે કાળમાં ધર્મની હાનીથાય છે તથા અધર્મની વૃદ્ધિ થાય છે. તે તે કાળમાં હું (પરમાત્માનું સૂર્ય પદ અહુંઊત્થાન) દેહુને ઊત્પન્ન કરૂં છુ. તથા

**प्रजापतिश्चरति गर्भे अन्तरजायमानोबहुधाविजायते तस्य योनिम्परिपश्यन्ति धीरास्तस्मिन् हतस्थुर्भुवनानि विश्वा ॥ यजुर्वेद अ ३१ मंत्र १९.**

( પ્રજાપતિ ) પરમેશ્વર તે ગર્ભના મધ્યમાં પ્રાપ્ત થાય છે. અજન્મા પરમાત્મા નહિ જન્મ ધારણુ કર્તા થકા (બહુધા) દેવતા-મનુષ્ય રામકૃષ્ણાદિ રૂપથી ઊત્પન્ન થાય છે. જ્ઞાની, માહાત્મા સત્વગુણુ પ્રધાન પુરૂષ તે પરમાત્માના જન્મ કારણુને જ્ઞાન ભાવથી જુએ છે ( અજ્ઞાનીજનને તે પરમાત્માના જન્મ વિદીત થતા નથી ) જે પરમાત્મામાંજ આ સર્વ (અનંત) બ્રહ્માંડ વ્યાપ્ત ( સ્થીત ) છે.

એમ તે અજ-શુદ્ધ-સત્ય-એક અને અદ્વિતીય ચૈતન્ય ચિ-

તામણી પરમાત્મા સુભક્તજનના અનુગ્રહ સ્વરૂપે અવતાર ધારી છે.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥ भ. गी. ॥**

અર્જુન પ્રત્યે શ્રી કૃષ્ણ પરમાત્મા કહે છે કે, સાધુજનોના રક્ષણને અર્થે—તથા દુષ્ટ એટલે વેદસનાતન ધર્મ મર્યાદાથી વિરૂદ્ધ આચરણવાળા અધર્મિજનોનો વિનાશ કરવાને અર્થે—તથા ધર્મ જે **वेद सनातन** ધર્મતેનું સંસ્થાપન કરવાને માટે યુગયુગમાં હું અવતાર ધારણ કરૂંછું.

યજુર્વેદના અધ્યાય ૫ નો ૩૩ મો મંત્ર **समुद्रोसिविश्वव्यचाः** આદી૦ મંત્રમાં વેદ વર્ણવે છે કે હે પરમાત્મન્ !!! પોતે પોતાનામાં બહુ રૂપોને પ્રગટ કરવાવાળા સમુદ્રવત્ વિસ્તૃત છો. જેમ સમુદ્ર પોતામાં તરંગ બુદબુદ પોતાનાથી અભિન્ન સ્વભાવીક રીતે પ્રગટ કરે છે. તદ્વત્ આપ પણ પોતામાં અનંત અવતાર પ્રગટ કરો છો. અનેક અવતાર માનવામાં પરમાત્માનું પ્રાગટય માનતાં શ્રુતિ સમજાવે છે કે, " **अजोसिएकपात्** " તે " અજ " ( જન્મને ન પામતા ) એવા પરમાત્મા એક પાદ સ્વરૂપ છે. આદીથી અવતાર સિદ્ધ થાય છે.

આમ વેદ સનાતન ધર્મના વિધ્વંસમાં એટલે ધર્મ મર્યાદા તુટતાં અધર્મની પ્રવર્ત્તિ થાય છે. ત્યારે પરમાત્માને અવતાર લેવા પડે છે.

લગભગ ચોવિસસેં વર્ષ ઉપર આ ભારત પ્રદેશમાં વેદસનાતન ધર્મનો ઉચ્છેદ થતાં બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્ર, પ્રજા પોતપોતાના વર્ણ જાતી સંસ્કાર ધર્મથી ભ્રષ્ટ થતી ચાલી. બ્રાહ્મણોનું ગુરૂત્વ વિલય થયું, શુદ્રજનો બ્રાહ્મણ ધર્મ આચરવા લાગ્યા. અને દેશમાં બહુ મતે ઇશ્વર નથી એવા સિદ્ધાંતોરૂપ બૌધ્ધધર્મ પ્રગટ થવા લાગ્યો. કેમકે પરમાત્માનાં દર્શન ચક્ષુ ઇન્દ્રિયનો વિષય નથી. જેથી જે ઈશ્વર દેખાય નહિ તેને મનાય કેવી રીતે ?? જગત અનાદી છે અને તેનો કોઇ કર્ત્તા નથી—એમ બુદ્ધિ પર્યંતના વાદને અંગીકાર કરી બ્રાહ્મણ આદી તમામ પ્રજા પોતાના વેદસનાતન સ્વધર્મના સ્વસિદ્ધાંત પૂર્વક सत्यंज्ञानमनंतंब्रह्म અને एकमेवाद्वितीयंब्रह्म આ શ્રુતિ ભુલી જઇ પરમાત્માના વ્યાપકત્વને ટાળી બેઠા.

"બૌધ્ધ"ને આધ લઇને ઘણા મતમતાંતરોનો (હાલની પેઠે) દેશમાં પ્રસાર થવા લાગ્યો. અને હિંદુસ્તાંનના જુદા જુદા ભાગમાં બુદ્ધિ પર્યંતના જુદા જુદા વિચારો પ્રગટ કરી પોતે ગુરૂ મનાવવા લાગ્યા.

વેદસનાતન ધર્મને માન્ય કરનારા પુરૂષો થોડા રહ્યા. તેથી તેમનું જોર કોઇ રસ્તે ફાવ્યું નહિં. કારણ રાજા પ્રજા એકમત "બૌધ્ધ"ને સ્વીકારવા લાગી ત્યારે સનાતન ધર્મની આર્ય પ્રજાની સ્તુતિ રૂપી શ્રૈમાતા આ જગતના કર્ત્તા ધર્ત્તા અને હર્ત્તા સ્વરૂપ ચતુર્થ પાદરૂપી (તુર્ય) પરમાત્મા મહેશ્વરને શરણ ગઈ. અને

આર્યભૂમીની આવી દુર્બલ સ્થિતી ગાઇ બતાવી સાહ્ય કરો !!! રક્ષણ કરો !! આદી દીન વચનો કથ્યાં. શ્રીશિવ (શંકર) પ્રસંન્ન થયા--અને વેદસનાતન ધર્મથી વિરૂદ્ધ અધર્મ રૂપી પૃથ્વીનો ભાર ઊતારવા માટે બ્રહ્મા, વિષ્ણુ આદી તમામ દેવતાઓની સલાહથી આ ભારત વર્ષમાં શુચિનાં૦ પવીત્ર બ્રાહ્મણને ત્યાં અવતાર લીધો ( વિશેષ હકીકત શંકરદિગ્વિજયમાં જુઓ ) કાશીમાં વિદ્યાભ્યાસ કરી બ્રહ્મચર્ય સંભાળી સર્વ શાસ્ત્ર નિપૂણુતા જગતને સમજાવી.વેદસનાતન ધર્મની પરંપરા સંભાળી ગુરૂ આજ્ઞા માગી–શ્રી તૂર્યપદ શિવસ્વરૂપ શ્રીમત્ શંકરસ્વામીનો પ્રાદુર્ભૂત અવતાર યુધિષ્ટરશક. ૨૬૩૧ ના વૈશાખ શુદી ૫ ને દીવસે શુભ સમયમાં થયો–એમ તેમના લખેલા " विमर्ष " આદી કેટલાએક ગ્રંથો ઉપરથી સિદ્ધ થાય છે,

સમાવર્તનને માટે ગુરૂ આજ્ઞા થતાં શ્રી સદ્ગુરૂના પ્રેમભાવને જાણી શ્રીશંકરે કહ્યું કે ષટ્શાસ્ત્ર સિદ્ધાંત વેદાદિ ઉપનિષદ્ોના અર્થથી સ્પષ્ટ સમજાયું છે કે. આ સંસાર રજ્જુસર્પવત્ મીથ્યા કલ્પના છે–અને સર્વરૂપે પરમાત્માજ સિદ્ધ છે જેથી આ લગ્નક્રિયાથી મોહ પરાધીન થવામાં સુખ નથી. વેદાન્ત વિજ્ઞાન સ્વયંપ્રકાશ તત્વવેત્તાઓની દ્રષ્ટિમાં દેહવિલાસ તે કદલિ ગર્ભ સમાન–તથા ચિત્રીત ચીત્રામણવત્ મીથ્યા આભાસજ છે. જેથી હે સદ્ગુરો ! ! ! અનંતર આ દેહનું આયુષ્ય પ્રારબ્ધ સંસ્કાર યોગે. માત્ર જગત કલ્યાણાર્થે અને સનાતન ધર્મ સંસ્થા-

પનાર્થે પુરૂં કરી આ આર્ય પ્રદેશમાં વિચરી પરમાત્માના સ્વયંપ્રકાશને પ્રકાશમાં લાવીશ–એવી દ્રઢપ્રતિજ્ઞા કરી અંન્તે શ્રીમત્ શંકરે સંન્યાસ આશ્રમ અંગીકાર કીધો.

શ્રીશંકરની અદ્ભૂતશક્તિ–અલૌકિક ચાતુરી—અપરિમીત બુદ્ધિબળ—અને અપરોક્ષ બ્રહ્મજ્ઞાન—તેજ ઈશ્વરાવતારને સમજાવે છે.

ત્રૈલોકયના તારણરૂપ–સનાતન ધર્મના ઊદ્ધાર રૂપ—અને વર્ણાશ્રમ મર્યાદાના સેતુ રૂપ–આ શ્રીમત્ શંકર ભગવાને પશ્ચાત્ આર્યભૂમિમાં વિચરી ‘બૌધ’ધર્મના આગેવાન મંડનમિશ્રને વાદમાં હરાવી, અન્ય મતમતાંતરોના ક્ષુલ્લક બળને તોડી, પુનઃ વેદસનાતન ધર્મ ભારત વર્ષમાં જાગૃત કીધો–આવું સમર્થ કાર્ય ઇશ્વર શિવાય અન્ય કોણ કરવા સમર્થ છે ??? આ મંડન મિશ્ર જેમનું નામ આગળ સંન્યાસી થતાં **सुरेश्वराचार्य** પાડ્યું હતું.

શ્રીમત્ શંકરાચાર્ય ભગવાન ૩૨ વર્ષની ઊમરમાં પોતાના પ્રાદુર્ભુત દેહને છોડી જે કાર્યને માટે અવતાર ધારી હતા તે કાર્ય નિર્વિઘ્ન સફળ કરી સ્વસ્વરૂપાંતરગત થયા.

શ્રીમત્ શંકર–ભગવાન શ્રીમત્ શંકરાચાર્ય માહારાજના ચાર શિષ્ય હતા–અને તેમણે શ્રીસદ્ગુરૂ શંકરભગવાન પાસે વેદ વેદાંગ શાસ્ત્ર સ્મૃતિથી જાગૃત થઇ શંકરની આજ્ઞા માન્ય કરી સંન્યાસાશ્રમ અંગીકાર કીધો હતો.આ ચારે શિષ્યનાં નામ.

૧ सुरेश्वराचार्य २ तोटकाचार्य ३ पद्मपादाचार्य અને ૪ हस्तामलकाचार्य ” આ ચારે આચાર્ય શ્રીમત્ શંકર ભગવાનની વિભૂતી રૂપજ ગણુાયા છે.

આર્ય પ્રદેશમાં આદી અનાદી વેદસનાતન ધર્મનો ઊદ્ધાર કરનાર આ શ્રીમત્ શંકર ભગવાન પ્રથમજ હુતા—આર્ય પ્રદેશમાં વેદસનાતન સ્વધર્મધ્વજ ફરકાવી પોતપોતાના ધર્મમાં બ્રાહ્મણુ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રને પ્રવિષ્ટ કર્યા અને તેમને ધર્મ—ભક્તિ, જ્ઞાનમાં યથાર્થ સ્હાયભૂત રહેવા વેદશાસ્ત્ર આધારે આચાર્ય સાંપ્રદાય પ્રકાશમાં મુકયો.

આર્ય પ્રદેશ ભારતના ચાર વિભાગ કરી ચારે દિશાએ ચાર મઠ સ્થાપન કીધા— પશ્ચિમમાં शारदामठ પૂર્વમાં गोवर्धनमठ ઉત્તરમાં ज्योतिर्मठ અને દક્ષિણુમાં श्रृंगेरीमठ સ્થાપી તેના અનુક્રમે ૧ सुरेश्वराचार्य २ तोटकाचार्य ३ पद्मपादाचार्य અને ૪ हस्तामलकाचार्यની યોજના કીધી.

પછી વેદ સનાતન સ્વધર્મના સંરક્ષણુને માટે આ સ્થાપન કરેલી પીઠ અથવા મઠનું કાર્ય પોતપોતાના નિર્મિત કરેલા પ્રદેશમાં કેવી કેવી રીતે કરવું, અને કોણે કોણે કયાં કયાં વિચરવું, અને વેદ સનાતન ધર્મની વૃદ્ધિ કેવી રીતે કરવી. તથા તત્ તત્ પ્રદેશના વેદ સનાતન ધર્મને માન્ય કરનારા બ્રાહ્મણુ ક્ષત્રી વૈશ્ય શુદ્રોએ આચાર્યની આજ્ઞા કેવી રીતે માન્ય કરવી. વીગેરે સદ્ગુરૂ શ્રીમત્ શંકરાચાર્યના સ્વસિદ્ધાંતની યોગ્યતા સાચવ-

વા–શ્રીમત્ ભગવન્ શંકરાચાર્ય માહારાજે " **મઠામ્નાય સેતુ** " એટલે શ્રીમત્ " **શંકરાચાર્યની મર્યાદાનું વિલ** " આ નામનો નાનો ગ્રંથ લખી પ્રસિદ્ધ કરી ચારે મઠના ચારે આચાર્યોને (પોતાને) સમજવાને આપ્યો–જે બહુકરી મઠાધિકારી શ્રીમત્ આચાર્ય પુરૂષોનેજ ઉપયોગી છે. છતાં આ " **મઠામ્નાયસેતુ** ". વેદાધિકારી બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્રોને પણ પોતાના " **આચાર્ય** " ને માન્ય કરવાની સત્યતા સમજવી જોઇએ. આ વિચારથી શ્રી સદ્ગુરૂ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય, શ્રીમત્ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય શ્રીશારદામઠાધીશ્વર શ્રી માધવતીર્થ સ્વામી માહારાજની આજ્ઞાનુસારે છપાવી આ ગુજરાતમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે તો વેદ સનાતન ધર્મને માન્ય આપનારી બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યાદી પ્રજા યથાયોગ્ય સાર ગ્રહણ કરી પોતાના આચાર્ય શ્રીમત્ શંકરાચાર્ય માહારાજને સદ્ગુરૂ સ્વરૂપે વંદન કરી તન મન ધન સમર્પણ મર્યાદાથી શરણ રહેશે.

આ " **મઠામ્નાય સેતુ** " ( શ્રીમત્ શંકરાચાર્યનું વિલ ) ના ૧૭ મા શ્લોકથી સમજાય છે કે, સિંધુના પ્રદેશથી માહારાષ્ટ પર્યંત ગણતાં સિંધ–રજપુતાના–કચ્છ–ગુજરાત–માળવા અને માહારાષ્ટ્રમાં વાઇ ક્ષેત્ર પર્યંતનો તમામ દેશ શ્રીમત્ જગત્ગુરૂ શ્રી શારદામઠાધીશ્વરના તાબામાં છે. અને આ દેશમાં વસતી બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યાદિ પ્રજાએ આ શારદા મઠાધીશ્વર શ્રી શંક-

રાચાર્યને સદ્દગુરૂ તરીકે માન્ય કરી તેમની ઊદ્ધાર રૂપ વેદ-શાસ્ત્રાદિક સ્વધર્મ મર્યાદાને અંગીકાર કરવી, એ ગુજરાતમાં વસતા દ્વિજાતી સુજ્ઞભક્ત જનોનો પરમધર્મજ છે. **મઠામ્નાય સેતુ** ના શ્લોક ૨૫ માથી જણાય છે કે—દરેક ચારે આચાર્યોને ફરવાના દેશો મુકરર કરેલા છે. તે તે પ્રમાણે પોતાના દેશ-માંજ આચાર્યોએ વેદ સનાતન ધર્મ પ્રકાશને પ્રસરાવતા વિ-ચરવું, એક બીજા આચાર્યના પ્રદેશમાં કદાપિ પણ વિચરવું નહિં, આ "વિલ" કરવાનો હેતુ શ્રીમત્ શંકરાચાર્યે કેવા ડાહ્યા-પણથી સાચવ્યો છે. તે વાંચી વિચાર કરનારને સમજાશે—કે, શ્રીમત્ ભગવન્ શંકરાચાર્ય માહારાજના સિદ્ધાંત પૂર્વક એક આચાર્યથી બીજા આચાર્યના પ્રદેશમાં વિચરાય નહિંજ.—

છતાં હાલમાં આ શારદા મઠાધીશ્વર શ્રીમત્ જગતગુરૂ શ્રી શંકારાચાર્યના મુલકમાં જ્યોતિર્મઠાધીશ્વર શંકરાચાર્યનું ઉપનામ રાજોપચારસહ ધારણ કરી એક બે સંન્યાસીઓ વિ-ચરી ગુજરાતમાં વસતા અને આચાર્ય પરંપરાની આજ્ઞાના અ-જ્ઞાત ગરીબ બ્રાહ્મણો પાસેથી લેણા દીઠ પૈસા ઉઘરાવી. તેમને હેરાન કરે છે. આ હેરાનગતીથી. બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યાદી—આ-ચાર્ય પરંપરાના શિષ્ય સાંપ્રદાયને જાગૃત રાખવા—તથા તેવા સંન્યાસીઓને ભેટ પુજા વીગરે ન આપવા આ **મઠામ્નાય સેતુ** અથવા **શ્રીમત્** જગત્ગુરૂ **શંકરાચાર્યનું** વિલ " પ્રસિદ્ધ કરવા માં આવે છે—તો વેદસનાતનધર્મિ બંધુઓ સારગ્રાહી થશે.

જાણુવા પ્રમાણે-બદરીકાશ્રમની પાસેનો **જ્યોતિર્મઠ** લગભગ પાંચસેં સાતસેં વર્ષથી આચાર્ય વિચ્છીન્ન છે. અર્થાત્ ત્યાં આચાર્ય નથી-પણ એથી સંન્યાસી. બ્રહ્મચારી રૂપે વેદસનાતન સાંપ્રદાય નષ્ટ થયો ગણાયજ નહિં. છતાં આચાર્યની ગાદીએ આચાર્ય તરીકે ગણાતા શ્રીમત્ જયોતિર્મઠાધીશ્વર શંકરાચાર્ય નથી-એમ તો સિદ્ધ થાયછે. જયારે તેમની ગાદીના શ્રીમત્ શંકરાચાર્ય નથી. તો આવી રીતે ઉપનામ યુક્ત રાજોપચાર સહ વિચરી ગુજરાતમાં વસતા વેદ સનાતન સ્વધર્મી દ્વિજાતી સુજ્ઞ ભક્ત સજ્જનો પરત્વે પ્રપંચ કરી. પોતાને શંકરાચાર્ય મનાવે, તો સનાતન ધર્મ બળની વૃદ્ધિ કરનારરૂપે તેઓને શીરીતે માનવા???

જો તેઓ સત્ય જયોતિર્મઠના શ્રીમત્ શંકરાચાર્ય હોયતો તેમણે પોતાના દેશની દ્વિજાતિ પ્રજાને ઉત્તમ વેદ વેદાંગાદી શાસ્ત્ર સ્મૃતિ પુરાણના સદ્બોધનો લાભ કેમ નજ આપવો ?? અને પોતાની ગાદીએ કેમ નાજવું ???

સાંપ્રદાય સ્થાપન કર્ત્તા શ્રીમત્ જગત્ ગુરૂ શંકરાચાર્યે જે સમયે આ **મઠામ્નાયસેતુ** બાંધ્યો તે સમયે એક બીજાના પ્રદેશમાં વિચરવું નહિં. આ આજ્ઞાનું અપમાન કરવા તેમના સ્થાપન કરેલા આચાર્ય શક્તિમાન છે કે ??

વા સ્થાપન કરેલા. અમુક પ્રદેશના આચાર્યની હદમાં. અમુક પ્રદેશના આચાર્ય મઠ સ્થાપવાને પણ શક્તિમાન થઇ શકે છે કે ?? જો શક્તિમાન હોયતો પોતાના પ્રદેશમાંજ સ-

નાતન ધર્મની વૃદ્ધિને અર્થે તેવા મઠો સ્થાપી વેદવિદ્યાની વૃદ્ધિ તેમણે શા માટે નકરવી ? ? ? અને અન્ય પ્રદેશમાં શા માટે વિચરવું ? ? ?

જે પ્રદેશમાં પીઠ અને આચાર્યની નિમણુક કરેલી છે. તે દેશમાં તે આચાર્યને મઠ સ્થાપવાની જરૂર પડે તો તેઓને કયાં સત્તા નથી ? ? વા તેમને બ્રાહ્મણાદી પ્રજા કયારે આશ્રય આપતી નથી ? ? "કે તેઓ પોતાના મુલુકને સંભાળતા નથી. માટે અમારે સંભાળવો પડે છે." એમ કહેવું કેટલું વ્યાજબી છે ? ? તેનો વિચાર આજ્ઞાધિકારી બ્રાહ્મણાદિ દ્વિજાતિ પ્રજા કરશેજ.

એક પ્રદેશમાં બે આચાર્ય કેવી રીતે બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્ય પ્રજા પાસેથી બેવડી ભેટ પુજા આદી લઇ શકે છે ? ? આ વાત જો સિદ્ધ ન થાય તો. એકજ આચાર્ય તત્ પ્રદેશના સદ્ગુરૂ અંગીકાર થાય છે. આ સિદ્ધાંતથી પણ શારદા મઠાધીશ્વર શ્રીમત્ શંકરાચાર્યની હદમાં ભેટ પુજા લેવાના માલીક તરીકે શારદા મઠાધીશ્વરજ અંગીકૃત છે. એમ દ્વિજાતી પ્રજાએ જાણવું જોઇએ.

જે શ્રી શંકર ભગવાનની અખંડ કિર્તિવંત પ્રકાશીત પીઠમાં આ **મઠામ્નાય**ની મર્યાદાએ કોઈ પ્રકારે પાખંડ પ્રવેશ થવાની જગા નથી. તે જગાએ આવા જ્યોતિર્મઠને નામે આચાર્ય મર્યાદા ધારણ કરનાર—સદ્ગુરૂ થઇ પુજાવાની લાલચે, પૈસાના

લોભી જનો-વેદવિદ્યાહીન. દેહદર્શિ-રૂપે વિચરી સંન્યાસીના આશ્રમને લજવે, અને સંન્યાસી નામની અપકિર્તિ કરાવે. તેમાં તેમને અને તેમના આશ્રય આપનારને કેટલું શરમાવાનું છે???

ભાગવત જોતાં જણાય છે કે પૃથુરાજા એ નવાણું યજ્ઞ કીધા અને સોમા યજ્ઞમાં ઈંદ્ર પાખંડ ધૂર્ત વેશ ધારણ કરી અશ્વ-હરણ કરવા આવ્યો. ત્યાં પરમાત્માએ પૃથુરાજાને સમજાવેલો છે-( જુઓ ભાગવત ) કળીયુગ આવશે ત્યારે આવા પાખંડ ધૂર્ત-લોકોની ધૂર્ત ધૂણિમાં વ્યવહારના લોભી અને પૈસાના લાલચુ જનો. અંજવાઇ સત્યાસત્યનો વિચાર કરી શકનાર નથી. એમ વ્યાસ મુની સ્પષ્ટ વર્ણવી ગયા છે. તે ખરૂં થવાનો વખત પાસે આવતો ચાલે છે-તો આથી અમારા ગુર્જર દ્વિજાતી બંધુઓ જાગૃત રહી. પોતાના દેશના સત્ય આચાર્યને આચાર્ય તરીકે યોગ્ય સન્માન આપી યોગ્ય વર્ણાશ્રમ ધર્મ માન્ય કરશે.

**મઠામ્નાય**ની મર્યાદાએ વેદ વેદાંત-શાસ્ત્ર-સ્મૃતિ આદીથી જાગૃત તત્વજ્ઞાનના વિલાસી-જીવન્મુક્ત સ્થિતીના સ્વાનુભવી-સંન્યાસી ( પરિવ્રાડ્ ) પુરૂષ આચાર્યની પીઠ ઉપર આવી શકે છે-આવી ઉત્તમ સ્થિતીના અનુભવથી રહીત-દેહાધ્યાસી-ક્રોધી પ્રપંચી-ધનના લાલચુ-અને બ્રહ્મચર્યથી હીન-દુર્બલજનો આવી નિર્લજ પ્રવર્ત્તિને ધારણ કરી શંકરાચાર્ય સ્વરૂપે અથવા સંન્યાસી-બ્રહ્મચારી-પરમહંસ-આદી ઉપનામનો ટોપ પહેરી દેશમાં વિચરે. જેથી લોકોમાં આવા પાખંડી જનોને માથે તેમના દે-

હાધ્યાસી કર્મથી—અપવાદ આવે છે—એટલુંજ નહિ પણ વખતે એવાં નિચકર્મોના ફલરૂપ તેને જાહેર શિક્ષાઓ પણ થાય છે. અને તે પણ ભલે—પણ આથી ખરાબી તો એજ થાય છે કે, બ્રાહ્મણાદી દ્વિજાતિ પ્રજાની સ્વધર્મ લાગણી દુઃખાયછે. અને એક આવો તોફાની જણાય તેની પાછળ બીજા શ્રેષ્ટ સદ્‌ગુણવાન—ધર્મોત્તેજક સંન્યાસી—બ્રહ્મચારી આવે તો પણ તેના ઉપર અશ્રદ્ધા થાય છે. આથી સત્સંગ થતો અટકેછે. અને અધર્મનાં બીજ કાયમનાં કાયમજ રહેછે. તેથી સત્ય ધર્મોપદેશક આચાર્યની સ્વદેશ સ્વધર્મ વૃદ્ધિની ખરી ધારણા બર આવતી નથી. અને બ્રાહ્મણાદી ચાતુર્વર્ણ્ય પ્રજા ભેટ પુજાના ભય વડે પોતાના સત્ય આચાર્ય—વા સંન્યાસી બ્રહ્મચારી બોધક જનોથી વખતે વિમુખ રહેતાં સત્ય હેતુ સમજી શકતી નથી. આવી પાખંડ વૃત્તિનો ઊચ્છેદ થવા અને પાખંડી પુરૂષોથી દુર રહેવા. આ મઠામ્નાય છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તો શારદા મઠાધીશ્વરની આચાર્ય સત્તા નીચે વસતી ચાતુર્વર્ણ્ય પ્રજા " હંસો યથા " સાર ગ્રાહી બની—સત્ય સદ્‌ગુરૂને શર્ણ રહેશે—

આત્મતાને ધારણ કરનાર તત્વજ્ઞાની જનો સર્વ સ્વરૂપે આત્માને જાણી રાગદ્વેશાદિ કલેશમાં પડતા નથીજ. છતાં સ્વધર્મિ બંધુઓ પ્રપંચી અને પાખંડી પુરૂષોની વાક્ ચાતુરીમાં કે ધર્મના બ્હાનામાં છેતરાય નહિં તેની જાગૃતિને માટે—અને સત્ય રીતે સ્વધર્મિ સ્વદેશી બંધુઓને શ્રી સદ્‌ગુરૂ શ્રીમત્ શારદા પી—

ઠાધીશ્વરની આજ્ઞા શિરસાવંદ્ય સમજાવવવાને માટે—માત્ર બ્રાહ્મણાદિના ઉપકારનો યોગ જણાંવ્યો છે. તો પોતાના સ્વધર્માચાર્યની મર્યાદા સાચવવી એ ગુજરાત આદી શારદા પીઠાધીશ્વરની છાયામાં વસતા ચાતુર્વર્ણ્યના અધિકારી જનોની પરમ ફરજ છે. અને આથી એવા મિથ્યા અને ગુરૂ આજ્ઞાને તોડનાર—નામ ધારી શંકરાચાર્ય બનેલાઓને પણ ચેતવણી મળે છે કે તેમણે પોતાના સત્ય વેદ સનાતન ધર્મની મર્યાદા સંભાળતાં—પૈસા અને કિર્તિ મેળવવા ધારેલો યોગ જલદીથી ત્યાગ કરવાનું મન પણ થાય અને વેદધર્મિ પ્રજાને ધનના ધ્રાસકાથી પણ બચાવાય—

વિશેષત્વે—શ્રીમત્ શંકર ભગવાનની અધ્યાત્મક વિચાર દ્રષ્ટિની ચારે પીઠના શ્રીમત્ શંકરાચાર્ય માહારાજ પોત પોતાને માટે નિર્મિત કરેલા પ્રદેશમાંજ વિચરી સનાતન ધર્મિ ચાતુર્વર્ણ્ય પ્રજાને ધર્મ, ભક્તિ જ્ઞાનનો સદ્બોધ કરશે—અને તત્ તત્ પ્રદેશમાં વસતી ચાતુર્વર્ણ્ય પ્રજા પોતાના શ્રીમત્ શંકર ભગવાને કરેલા આદેશ પૂર્વક પોતાના શંકર સ્વામીના ચર્ણુવંદન કરી સદ્ગુરૂ સ્વરૂપે સ્વિકારી સ્વધર્મ વૃદ્ધિને સ્હાયભૂત રહેશે. એજ આશિર્વાદ—દ્રવ્ય દોષે કૃપા દ્રષ્ટિ.

બ્રહ્મનિષ્ઠ બ્રહ્મચારી પૂર્ણાનંદ.
ધર્માધિકારી.

॥ ॐ श्रीगणेशाय ॥



॥ श्री शारदांबा विजयतेतराम् ॥

॥ अथ श्रीमच्छंकर भगवत्पूज्यपादप्रणितो

## "मठाम्नाय सेतु" प्रारंभः ॥

॥ श्री मन्महागणाधिपतये नमोनमः॥ श्री सरस्वत्यै ॥

॥ नमोनमः॥ श्रीमत् सद्गुरुभ्यो नमोनमः॥ श्री श्री श्री॥

॥ प्रथमः पश्चिमाम्नायः शारदामठ उच्यते ॥

॥ कीटवारः संप्रदाय स्तस्यतीर्थाश्रमौशुभौ ॥१॥

---

॥ श्लोकार्थः ॥

વેદ સનાતન ધર્મના શિષ્ટાચાર પૂર્વક ગ્રંથારંભમાં પરબ્રહ્મ પરમાત્મા સચ્ચિદાનંદ ૐ કાર સ્વરૂપી શ્રી માહાગણપતિની તથા સરસ્વતિની અને સદ્ગુરૂની સ્તુતિ છે.

(૧) આર્ય પ્રદેશ ભરતખંડના પ્રથમ પશ્ચિમ ભાગની પી-

॥ द्वारकाख्यंहि क्षेत्रंस्या द्देवःसिद्धेश्वरः स्मृतः ॥
॥ भद्रकालीतु देवीस्या दाचार्यो विश्वरूपकः ॥२॥

॥ गोमती तीर्थममलं ब्रह्मचारी स्वरूपकः ॥
॥ सामवेदस्य वक्ताच तत्रधर्मं समाचरेत् ॥३॥

ઠનું નામ शारदामठ કહેવાય છે. આ મઠનો कीटवार સંપ્રદ ય અને तीर्थ તથા आश्रम એમ બે પદ ( આચાર્ય ) સંન્યાસીનાં છે. (૧)

(૨) તથા द्वारकां નામનું ક્ષેત્ર છે. અને सिद्धेश्वर નામના દેવ છે. તથા भद्रकाळी નામની દેવી છે. અને આ શારદા પીઠના આચાર્ય विश्वरुपाचार्य છે. આ વિશ્વરૂપાચાર્ય એ પૂર્વના મંડનમીશ્રના નામથી ઓળખાય છે. જેમની સાથે શ્રીમત્ ભગવાન શંકરને વાદવિવાદ થયો હતો. અને સરસ્વતિના અધ્યક્ષ પણા નીચે વાદનો નિશ્ચય થતાં મંડનમીશ્રને સંન્યાસ દીક્ષા આપી વિશ્વરૂપાચાર્ય નામ રાખ્યું હતું.

(૩) આ શારદા પીઠનું गोमती નામનું પવીત્ર तीर्थ છે. તથા આ ગાદીના स्वरुप નામા બ્રહ્મચારી છે. અને शामवेदના વક્તા ત્યાં સ્વધર્મને આચરે—એવી પદ્ધતિ છે. શામવેદનું મહાવાક્ય तत्वमासि છે.

॥ पूर्वाम्नायो द्वितीयःस्याद्गोवर्धनमठः स्मृतः ॥
॥ भोगवारःसंप्रदायो वनारण्येपदे स्मृते ॥४॥
॥ पुरुषोत्तमं तुक्षेत्रंस्याज्जगन्नाथोऽस्यदेवता ॥
॥ विमलाख्याहि देवीस्या दाचार्यः पद्मपादकः ॥५॥
॥ तीर्थं महोदधिः प्रोक्तंब्रह्मचारी प्रकाशकः॥
॥ ऋगाव्हय स्तस्यवेदस्तत्रधर्मं समाचरेत् ॥६॥
॥ तृतीय स्तूत्तराम्नायो ज्योतिष्मान्हिमठो भवेत्॥
॥ आनंदवारो विज्ञेयःसंप्रदायोऽस्यसिद्धि कृत् ॥७॥

(૪) હવે આ ભરતખંડની પૂર્વ દીશાએ જે મઠ સ્થાપન કીધો છે. તેનું નામ गोवर्धनमठ છે. તેનો भोगवार સાંપ્રદાય છે અને वन તથા अरण्य નામા સંન્યાસી ( પરિવ્રાડ ) છે.

(૫) આ ગોવર્ધન મઠના ક્ષેત્રનું નામ पुरुषोत्तम ક્ષેત્ર છે. અને દેવતા जगन्नाथ છે. અને દેવીનું નામ विमला છે. તથા આ ગાદીના આચાર્ય पद्मपादाचार्य છે.

(૬) આ ગોવર્ધન મઠના તીર્થનું નામ महोदधि છે. તથા આ ગાદીના બ્રહ્મચારીનું નામ प्रकाश નામા છે. તથા ऋगवेद-ના વકતા ત્યાં સ્વધર્મ આચરે અર્થાત् "प्रज्ञानमानंदंब्रह्म" નામનું મહાવાકય છે.

(૭) હવે આ ભરતખંડની ઊત્તર દિશાએ ज्योतिर्मठ ના

॥ पदानि तस्याख्यातानि गिरि पर्वत सागराः॥
॥ बदरीशाश्रमः क्षेत्रं देवताचस एवहि ॥८॥
॥ देवी पुन्नागिरी ज्ञेया आचार्य स्तोटकाः स्मृतः ॥
॥ तीर्थं त्वलकनंदाख्यं नंदाख्यो ब्रह्मचार्य भूत् ॥९॥
॥ तस्यवेदोह्यथर्वाख्य स्तत्रधर्मसमाचरेत् ॥
॥ चतुर्थोदाक्षिणाम्नायः शृंगेरीतुमठोभवेत् ॥१०॥

---

મનોમઠ સ્થાપન કરેલો છે. અને તેનો આનંદવાર સાંપ્રદાય છે. જે સાંપ્રદાય સિદ્ધિને આપવા વાળો છે.

(૮) આ જ્યોતિર્મઠ ના પદનું નામ ગિરિ પર્વત અને સાગર છે. આ ત્રણ નામથી સંન્યાસીનું નામ પડાય છે. બદરીશાશ્રમ નામનું ક્ષેત્ર કહેવાય છે. અને દેવતાપણ બદરી કેદારેશ્વર કહેવાય છે.—

(૯) આ જ્યોતિર્મઠની દેવીનું નામ પુણ્યાગિરી છે. અને તત્ ગાદીના આચાર્ય તોટકાચાર્ય છે. આ પીઠનું તિર્થ અલકનંદા નામે છે. અને નંદ નામા બ્રહ્મચારી કહેવાય છે.

(૧૦) આ જ્યોતિર્મઠનો વેદ તે અથર્વ વેદ એ નિશ્ચય છે. અને અથર્વ વેદના વક્તા ત્યાં સ્વધર્મ આચરે "अयमात्मा ब्रह्म"

હવે આ ભરતખંડમાં ચોથો મઠ દક્ષિણ ભાગમાં છે અને તે શૃંગેરી મઠ કહેવાય છે.

॥ भूरीवाराव्हयस्तस्य संप्रदायः सुशोभनः ॥
॥ पदानित्रीणिख्यातानि सरस्वतीभारतीपुरी ॥११॥
॥ रामेश्वराव्हयंक्षेत्र मादिवाराहदेवता ॥
॥ कामाक्षी तस्यदेवीस्यात्सर्वकामफलप्रदा ॥१२॥
॥ पृथ्वीधराव्ह आचार्यस्तुंगभद्रेतितीर्थकम् ॥
॥ चैतन्याख्योब्रह्मचारी, यजुर्वेदस्यपाठकः ॥१३॥
॥ उक्ताश्चत्वारआम्नाया यतीनांहिपृथक्पृथक् ॥
॥ ते सर्वेचतुराचार्य नियोगेन यथाविधि ॥१४॥

---

(૧૧) અને આ શ્રૃંગેરી મઠ નો સુશોભિત એવો "भूरिवार" સાંપ્રદાય છે. અને ત્રણપદથી सरस्वती-भारती-पुरी એવાં સંન્યાસીનાં નામ છે.

(૧૨) આ શ્રૃંગેરી મઠનુ रामेश्वर નામે ક્ષેત્ર છે. અને "आदि वाराह" દેવતા કહેવાય છે. कामाक्षी નામની દેવી છે. કે જે દેવી સર્વ કામ ફલને આપવા વાળી છે.

(૧૩) આ શ્રૃંગેરી મઠના આચાર્યનું નામ पृथ्वीधराचार्य છે. તથા तुंगभद्रा નામનુ તીર્થ છે. તથા આ મઠના બ્રહ્મચારી નું નામ "चैतन्य" છે કે જે यजुर्वेद ના પ્રપાઠક કહેવાય છે. અર્થાત् यजुर्वेद ના માહાવાકય. अहंब्रह्मास्मि નું અધ્યયન થાયછે.

(૧૪) એ પ્રકારે શ્રીમત્ શંકર ભગવાને ચારે દિશામાં

॥ यथोक्तव्याःस्वधर्मेषु शासनीयास्ततोऽन्यथा ॥
॥ कुर्वन्तएवसततं मटनं धरणीतले ॥१५॥
॥ विरूद्धाचार संप्राप्ता वाचार्याणां समाज्ञया ॥
॥ लोकान् संशीलयंत्वेव स्वधर्माऽप्रति रोधतः ॥१६॥
॥ सिंधुसौवीरसौराष्ट्र महाराष्ट्रास्तथांतराः ॥
॥ देशाःपश्चिमदिक्स्थाये शारदापीठसात्कृताः ॥१७॥

ચારે મઠ સ્થાપન કરી જુદા જુદા યતિ (સંન્યાસી)ની આચાર્ય તરીકે સ્થાપના કરી છે. એ જ પ્રમાણે ચારે મઠના ચારે આચાર્ય પુરૂષોએ યથાવિધિ નિયોગ વડે સ્વધર્મ આચરણું ધારણ કરવું.

(૧૫) જો તેઓ વેદસનાતન સ્વધર્મ વિરૂદ્ધ આચરણ રાખે તો તે શિક્ષાને પાત્ર છે. એ પ્રમાણે સ્વધર્મ યુક્ત વર્ત્તન રાખી આ પૃથ્વીને વિશે સતત્ વિચરવું.

(૧૬) વેદસનાતન સ્વધર્મથી વિરૂદ્ધ આચારને પામેલા ચાતુર્વર્ણ્યના લોકોને બ્રહ્મચર્યાદી શુદ્ધાચારથી જાગૃતી આપવી અને સ્વધર્મને કોઇ પ્રકારે અડચણ ન આવે એમ આચાર્યોની આજ્ઞાને ચાતુર્વર્ણ્ય પ્રજાએ ધારણ કરવી.

(૧૭) સિંધુ (સિંધ કચ્છદેશ) સૌવીર ( રજપુતાના ) વીગેરે માળવા—સૌરાષ્ટ્ર (સોરઠ ગુજરાત)માહારાષ્ટ્ર (ઊત્તર—અને દક્ષિણુ—) તથા તેની અંતરનો પ્રદેશ—આ સર્વ ભારતખંડની

॥ अंगवंगकालिंगाश्च मगधोत्कलबर्बराः ॥
॥ गोवर्धनमठाधीना देशाःप्राचीव्यवस्थिताः ॥१८॥
॥ आन्ध्रद्राविडकर्णाटकेरलादिप्रभेदतः ॥
॥ शृंगेर्यधीनादेशास्ते ह्यवाचीदिगवस्थिताः ॥१९॥
॥ कुरुकाश्मीरकांबोज पांचालादिविभागतः ॥
॥ ज्योतिर्मठवशादेशा ह्युदीचीदिगवस्थिताः ॥२०॥

પશ્ચીમ તરફના દેશો द्वारीकाના शारदापीठाधीश्वर શંકરાચાર્યના તાબાના છે.

(૧૮) અંગ દેશ ( ) બંગ દેશ ( બંગાલા ) કલિંગ દેશ ( ) મગધ દેશ ( બાહાર પ્રાંત ) ઊત્કલ ( ) બર્બર દેશ ( ) આ સર્વ ભરતખંડના પૂર્વ તરફના દેશોમાં गोवर्धन मठ ના આચાર્યની વ્યવસ્થા છે.

(૧૯) આન્ધ્ર દેશ ( ) દ્રવિડ દેશ ( તૈલંગ ) કર્ણાટક દેશ—કેરલ દેશ ( ) આદી શ્રંગેરી મઠ ના તાબાના આ ભરતખંડની દક્ષિણના પ્રદેશ છે.

(૨૦) કુરૂદેશ ( કુરૂક્ષેત્રાદી ) કાશ્મીર દેશ કાંબોજ દેશ—પાંચાલ દેશ ( પાંચ નદીઓની વચ્ચેનો પંજાબ ) આદી આ સર્વની અંતરના પ્રદેશ જયોતિર્મઠાધીશ્વર આચાર્યના તાબામાં વ્યવસ્થીત કરેલા છે.

॥ मर्यादैपासुविज्ञेया चतुर्मठविधायिनी ॥
॥ तामेतांसमुपाश्रित्य आचार्याःसुप्रतिष्ठिताः॥२१॥
॥ स्वस्वराष्ट्र प्रतिष्ठित्यैसंचारःसुविधीयतां ॥
॥ मठेतुनियतंवास आचार्यस्यनयुज्यते ॥२२॥
॥ वर्णाश्रमसदाचारा अस्माभिर्येप्रसाधिताः ॥
॥ रक्षणीयास्तएवैते स्वेस्वेभागेयथाविधि ॥२३॥

(૨૧) એ પ્રકારે ચારે દિશાના ચારે આચાર્યોના દેશોની મર્યાદા ચારે મઠની આધીનતા રૂપે જાણવી. આ મર્યાદાને સંભાળીને યથાર્થ વર્તન પૂર્વક સુપ્રતિષ્ટિત્ આચાર્યે રહેવું જોઇએ.

(૨૨) ઉપર લખેલા ચારે મઠના ચારે આચાર્યોએ પોત પોતાના તાબાના મુલુકમાં સ્થિત રહી પોતાનાજ મુલુકમાં એજ મર્યાદા પૂર્વક વિચરવું. શ્રી પીઠાધીશ્વર (શંકર) આચાર્યે પોતાની પીઠ (મઠ) માં હમેશાં નિવાસ કરવો નહિ—અર્થાત્ પોતાના રાષ્ટ્રમાં વસતી ચાતુર્વર્ણ્ય પ્રજાને પોતપોતાના સ્વધર્મમાં જાગૃત રાખવા અને અધર્મ, નાસ્તિકતા અને દુરાચરણ ન ઉત્પન્ન થાય તેટલા માટે પોતાના સ્વદેશમાં વિચરવું.

(૨૩) વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય શુદ્ર) અને આશ્રમ (બ્રહ્મચર્ય—ગ્રહસ્થાશ્રમ—વાનપ્રસ્થ—સંન્યસ્ત) તથા તત્ તત્ વર્ણ—આશ્રમના સદાચાર જે અમોએ રૂડા પ્રકારે સુસ્થિત કીધા છે.

॥ यतोविनाष्टिर्महती धर्मस्यात्रप्रजायते ॥
॥ मांद्यंसंत्याज्यमेवात्र दाक्ष्यमेवसमाश्रयेत् ॥२४॥
॥ परस्पर विभागेतु प्रवेशो न कदाचन ॥
॥ परस्परेण कर्त्तव्य आचार्येण व्यवस्थातिः ॥२५॥

તે દરેક આચાર્યે પોતપોતાના ભાગમાં (દેશમાં) રહીને યથા વીધી રક્ષણ કરવા—વા સાચવવા.

(૨૪) આ પ્રમાણે ધર્મ સાચવે નહિં તો દેશમાં વેદસનાતન સ્વધર્મનો મોટો વિનાશ થાય છે માટે આચાર્યોએ સ્વધર્મ સાચવતાં મંદતા ધારવી નહિં—અને હમેશાં ડાહાપણની મર્યાદાએ પરમનીતીમાન સ્વરૂપે સ્વધર્મનું રક્ષણ કરવું—સ્વધર્મની મર્યાદા સાચવતાં ચાતુર્વર્ણ્ય પ્રજામાં જો નાસ્તિકતા લાગે તો યુક્તિસર સ્વધર્મનો પ્રકાશ કરવામાં ડાહાપણ વાપરવું આચાર્યોએ છોકરવાદ કરવી નહિં. વિતંડાવાદમાં મીથ્યા પરીશ્રમ લેવો નહિં. પણ યુક્તિવડે સ્વધર્મને સાધ્ય કરવો.

(૨૫) ચારે મઠના ચાર આચાર્યોને ઉપર પ્રમાણે દેશમાં ફરવાને અને પોતાનાજ દેશમાંથી ब्रह्मदंड—भेटपुजा આદી લેવા સમજાવ્યું છે. માટે કોઇ પણ આચાર્યે પરસ્પર આચાર્યના (અન્ય) દેશમાં કદાપી પણ પ્રવેશ કરવો નહિં—જો દેશ સબંધે હદની કે વ્હેંચણની કંઇ પણ તકરાર આચાર્યમાં પડે તો આચાર્યોએ માંહોમાંહે તેની વ્યવસ્થા કરવી. અર્થાત્ શિષ્ય

॥ मर्यादायाविनाशेन लुप्येरान्नियमाःशुभाः॥
॥ कलहागारसंपत्ति रतस्तांपरिवर्जयेत् ॥२६॥
॥ परिव्राडार्यमर्यादो मामकीनां यथाविधि॥
॥ चतुःपीठाधिगांसत्तां प्रयुंज्याच्चपथक्पथक् ॥२७॥

'વર્ગની ચાતુર્વર્ણ્ય પ્રજામાંથી તો વચમાં પડાય નહિં. અને આચાર્યોએ રાજકર્ત્તાને વચમાં નાખવા નહિં. કારણ ધર્મ સબંધી બાધા આચાર્યોની મહત્તામાંજ સમાયેલી છે. માટે આચાર્યોએ માંહોમાંહે તકરારનો નિવેડો લાવવો. આટલી બધી તકરાર ઉભી ન થવા દેવાને ડાહાપણુથીજ આચાર્યોએ પોતા પોતાના મુકરર કરેલા દેશમાંજ વિચરવું. એક બીજાના દેશમાં વિચરવું નહિં. એજ સત્ય છે.

(૨૬) સનાતન ધર્મ અને આચાર્યની મર્યાદાનો વિનાશ થવામાં સ્વધર્મના શુભ નિયમોનો પણ વિનાશ થાયછે. માટે માંહોમાંહે કલહ થવાજેવી સંપત્તિનો આચાર્યોએ સદાને માટે ત્યાગ કરવો.

(૨૭) મારા સ્થાપન કરેલા પરિવ્રાડ્ (સંન્યાસી) આચાર્યો મારીજ આજ્ઞા પ્રમાણે સર્વ મર્યાદા યથાવીધી પાલન કરે અને આ સંન્યાસીની ચારે દીશાની ચારે પીઠની આચાર્ય અધિકાર સત્તા પ્રથક્ પ્રથક્ સર્વને બરાબર સમજવા માન્ય રૂપ હોય.

॥ शुचिर्जितेंद्रियोवेद वेदांगादिविशारदः ॥
॥ योगज्ञः सर्वतंत्राणामस्मदास्थानमाप्नुयात् ॥२८॥
॥ उक्तलक्षणसंपन्नः स्याच्चेन्मत्पीठभाग्भवेत् ॥
॥ अन्यथाऽऽरूढ पीठोपिनिग्रहार्होमनीषिणाम् ॥२९॥
॥ एकएवाभिषेच्यस्या दंते लक्षणसंमतः ॥
॥ तत्तत्पीठेक्रमेणैव नबहुर्युज्यतेक्वाचित् ॥३०॥

(૨૯) શુચિ (પવિત્ર) જીતેન્દ્રિય (ઇન્દ્રિયને જીતનાર બ્રહ્મચર્ય સાચવનાર) અને વેદ તથા વેદાંગ (શાસ્ત્ર) માં પરમ કુશળ તથા યોગ (યમ. નિયમ. આસન–પ્રાણાયામ. પ્રત્યાહાર. ધારણા. ધ્યાન. સમાધી) પર્યંત સ્વસ્વરૂપાવસ્થાને જાણનાર તથા સર્વ તંત્રના જાણનાર પરિવ્રાડ (સંન્યાસી) આ ચારે દીશાના ચારે મઠના સ્થાન ઊપર આચાર્ય તરીકે યોગ્યછે.

(૨૯) ઊક્ત લક્ષણથી સંપન્ન સંન્યાસી આ મારી ચારે દીશાની ચારે પીઠ (મઠ) ના ભાગીઓ થઈ શકે છે. જો તેવા સદગુણથી રહીત આ મારી કોઈ પણ પીઠ ઉપર કદાપી આરૂઢ થયો હોય તો તે વિદ્વાનોથી નિગ્રહ (સાશન) ને યોગ્ય છે. અર્થાત્ તત્વજ્ઞાન પર્યંતનો અભ્યાસ જેને છે એવા આત્મ વિચારવાન સમદર્શિ પુરૂષ આ પીઠ ઊપર આચાર્ય તરીકે આવી શકે છે.

(૩૦) ઉપર કહ્યા લક્ષણવાળા ચારે પીઠમાં સંન્યાસી ઘણા

॥ अस्मत्पीठेसमारूढः परिव्राडुक्तलक्षणः ॥
॥ अहमेवेति विज्ञेयो यस्यदेवइतिश्रुतेः ॥३१॥

હોયં તો પણ આ મારી સ્થાપન કરેલી ચારે પીઠ ઉપર યોગ્ય અને એક એકજ પુરૂષ આચાર્ય થઈ શકે છે. અર્થાત્ દરેક પીઠમાં એકજ પુરૂષ અભિષેક કરવા યોગ્ય છે. કોઈ દિવસ એકથી વધારેની યોજના આચાર્ય તરીકેની કરવી નહિંજ.

એક પીઠ ઉપર એકજ પુરૂષ ઊક્ત લક્ષણવાળા "આચાર્ય" થઈ શકે છે. હવે આ સમયે એકજ પીઠના બે ચાર આચાર્ય, થઈ અન્ય આચાર્યના પીઠમાં ફરે છે. તો તે બાબત બ્રાહ્મણોએ જાગૃત રહેવું યોગ્ય છે કે ધર્મના બહાને તેઓ ધનનો લાભ લેઈ શકે નહિં.

(૩૧) આ મારી ચારે દિશાની ચારે પીઠ ઉપર સ્થીત થએલા ઊક્ત લક્ષણવાળા સંન્યાસી (આચાર્ય) તે હું પોતેજ છું એમ જાણવું જોઇએ કારણ વેદની શ્રુતિ કહે છે કે **यस्य देवे पराभक्ति यथा देवे तथा गुरौ ॥ तस्यैते कथिताह्यर्थाः प्रकाशन्ते महात्मनः प्रकाशन्ते महात्मनः ।** (અર્થ) જેને પરમાત્મામાં ઊત્કૃષ્ટ ભક્તી હોય અને જેવી પરમાત્મામાં ઊત્તમ ભક્તિ હોય તેવી પોતાના સદ્ગુરૂમાં પરમાત્મા સ્વરૂપજ શ્રેષ્ટ ભક્તિ હોય તે મહાત્માને ( અહંકાર રહીત બુદ્ધિવાંળા મુખ્યાધિકારીને ) આ ઉપદેશ કરેલા પ્રસિદ્ધ અર્થો અનુભવમાં આવી શકે છે.

॥ सुधन्वनः समौत्सुक्य निर्वृत्त्यैधर्महेतवे ॥
॥ देवराजोपचारांश्च यथावदनुपालयेत् ॥३२॥
॥ केवलंधर्ममुद्दिश्य विभवोबाह्यचेतसाम् ॥
॥ विहितश्चोपकाराय पद्मपत्रनयंव्रजेत् ॥३३॥

(**प्रकाशन्ते महात्मनः**) આ પદની પુનરૂક્તિ નિશ્ચયને માટે વા ઉપનિષત્‌ની સમાપ્તિને સમજાવે છે.

(૩૨) વેદસનાતન સ્વધર્મને અર્થે આર્ય ભૂમિના સુધન્વા નામે રાજાએ ઊમંગથી અર્પણ કરેલા આ "દેવરાજો પચાર" અર્થાત્ છડી ચામર-મેના-પાલખી-મસાલ-છત્ર-આદિ અનેક પ્રકારના અલંકાર-હસ્તિ, ઘોડા, આદી વાહન-ડંકોનિશાન આદી સાહિત્યનુ તે પીઠાધીશ્વર આચાર્ય પ્રેમવડે પાલન કરે અર્થાત્ પીઠાધીશ્વર સંન્યાસી આચાર્યને આ દેવરાજોપચાર ધારણ કરવાને અડચણ નથી. જે ભિક્ષુક સંન્યાસી આચાર્યની પીઠ ઉપર સ્થાપન થયા નથી. તેઓએ આ ઉપચાર ધારણ કરવા નહિં.

(૩૩) આ ઉપર બતાવેલા "देवराजोपचार" ધારણ કરવા પીઠાધિકારી શ્રીમત્ આચાર્યને હરકત નથી પણ આ વૈભવ કેવલ સનાતન સ્વધર્મને ઊદ્દેશીને બાહ્યચિત્તવાળા પુરૂષોના કેવલ ઉપકારને અર્થેજ છે. એમ સમજીને ધારણ કરનાર આચાર્ય પુરૂષે કમલના પત્રની પેઠે રહેવું અર્થાત્ કમલનું પત્ર પા-

॥ सुधन्वाहिमहाराज स्तदन्येचनरेश्वराः ॥
॥ धर्मपारंपरीमेतां पालयंतुनिरंतरम् ॥३४॥
॥ ब्रह्मक्षत्रकुलेभूत्वा भारतीपीठवंचकः ॥
॥ परार्थाच्चयवतेचान्ते पैशाचींयोनिमाप्नुयात् ॥३५॥

ણીમાં રહે છતાં જેમ સડતું કે ડુબતું નથી તેમ આવા મોટા દેવરાજોપચાર ધારણ કર્યા છતાં તે આચાર્ય તેના સાભિમાનથી રહીત નિર્મલ આત્મદર્શિ રહે.

(૩૪) (ક્ષત્રી રાજાઓના તરફ શ્રી શંકર ભગવાનના પ્રેમ વચનની આમન્યા) આ ભારતના સુધન્વા રાજાની પેઠે-આ હિંદુસ્તાનના તમામ ક્ષત્રી નૃપતિઓએ આ વેદ સનાતન સ્વ ધર્મની પારંપર્યાનું નિરંતર પાલન કરવું-અર્થાત્ ક્ષત્રી નૃપતિ-ઓને વેદ સનાતન ધર્મની મર્યાદા સંભાળવાની આ આમન્યાછે.

(૩૫) બ્રાહ્મણ અને ક્ષત્રીઓના કુલમાં ઉત્પન્ન થઇને પા-રકાની મતલબને અર્થે-અર્થાત્ અન્ય ધર્મ-કે અન્ય પુરૂષના સ્વાર્થને માટે આ ભારતી પીઠ અર્થાત્ સનાતન ધર્મની (સર-સ્વતી) પીઠને ઠગે છે તે મર્ણ પશ્ચાત્ પીશાચ યોનીને પામે છે. અર્થાત્ વેદ સનાતન ધર્મને માન્ય આપંનાર. યોજક અને રક્ષક તરીકે બ્રાહ્મણ અને ક્ષત્રીય છે જેથી આ બંન્ને કુલના જાગૃત પુરૂષોએ આ શ્રીમત્ શંકરાચાર્યની પીઠની સાથે દગલબાજી કરવી નહિં.

॥ शारदामठआचार्य आश्रमाख्यांबहूत्तमः ॥
॥ गोवर्धनस्यविज्ञेयोऽ रण्यनामाविचक्षणः ॥३६॥
॥ ज्योतिर्मठस्यसततं पर्वताख्योनिगद्यते ॥
॥ शृंगवेरमठेनित्यं भारतीबहुभावनः ॥३७॥
॥ निर्णयोसौसुविज्ञेयः चतुःपीठाधिकारिणाम् ॥
॥ नात्रव्यत्ययआदेयः कदाचिदपिशीलिना ॥३८॥

---

(૩૬) આ પશ્ચિમ તરફના દ્વારકા પુરી વાળા. શારદા મઠની પીઠમાં સંન્યાસીનું **आश्रम** એવું ઉપનામ બહુજ ઉત્તમ છે. તેમજ પૂર્વ તરફના જગન્નાથ પુરી વાળા. ગોવર્ધન મઠની પીઠમાં સંન્યાસીનું **अरण्य** એવું ઉપનામ માહાન્ વિચક્ષણ સ્વરૂપ છે.

(૩૭) તેમજ આ ઉત્તર તરફના બદરિકાશ્રમ વાળા જયોતિર્મઠની પીઠમાં સંન્યાસીનું **पर्वत** એવું ઉપનામ શ્રેષ્ટ છે. તથા આ દક્ષિણ તરફના શ્રૃંગવેર વાળા શ્રૃંગેરી મઠની પીઠમાં સંન્યાસીનું "**भारती**" એવું ઉપનામ બહુ ભાવવાળું છે.

(૩૮) એ પ્રકારે ચારે દીશાના ચારે મઠના પીઠાધિકારીને માટે લખેલો આ "**निर्णय**" સૌ કોઇને જાણવા જેવોછે—અર્થાત આ આચાર્યની ગાદીના નિર્ણયો દસ્તાવેજ [વિલ] રૂપજ છે. માટે સદાચરણી પુરૂષોએ કદાપી પણ આ નિર્ણયોનો ત્યાગ કરવોજ નહિં. અર્થાત્ સ્વધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિં.

॥ मठाश्चत्वारआचार्याश्चत्वारश्चधुरंधराः ॥
॥ संप्रदायाश्चचत्वार एषाधर्मव्यवस्थितिः ॥३९॥
॥ चातुर्वर्ण्यंयथायोगं वाङ्मनःकायकर्मभिः ॥
॥ गुरोःपीठंसमर्चेत विभागानुक्रमेणवै ॥४०॥
॥ धरामालंब्य राजानःप्रजाभ्यःकरभागिनः॥
॥ कृताधिकाराआचार्या धर्मतस्तद्वदेवहि ॥४१॥

શ્રીમત્ આચાર્ય પીઠના સ્થાપનકર્ત્તા શ્રી શંકર ભગવાનની આ આજ્ઞા–ચારે પીઠના સંન્યાસીઓને ત્યાગ કરવાની નથી. જેમણે આ **મઠામ્નાય** સેતુને શ્રી શંકરાચાર્યની આજ્ઞા રૂપ જાણ્યો છે. તેવા સંન્યાસીને ગુરૂ આજ્ઞાનુંજ અનુવર્તન રાખવુ જોઇએ.

(૩૯) આ ભરતખંડમાં ચાર (૪) મઠ અને તેના ચાર (૪) આચાર્ય ધુરંધર છે અને તેના ચાર (૪) સાંપ્રદાય એ પ્રકારે વેદસનાતન ધર્મની વ્યવસ્થા કરેલી છે.

(૪૦) આ વેદસનાતન ધર્મની મર્યાદાને પાળનાર ચાતુર્વર્ણ્ય (બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય શુદ્ર) પ્રજાએ યથાયોગ્ય એટલે વેદશાસ્ત્ર પુરાણાદીમાં વર્ણવ્યા પ્રમાણે–વાણીવડે–મનવડે–કાયાવડે અને કર્મવડે દરેક દરેક વિભાગના અનુક્રમ પ્રમાણે શ્રી સદગુરૂ શ્રીમત શંકરાચાર્યની પીઠનું પુજન કરવું.

(૪૧) પૃથ્વીનું અવલંબન કરીને એટલે પૃથ્વીપતી સ્વરૂપે

। धर्मोमूलंमनुष्याणां सचाचार्यावलंबनः॥
॥ तस्मादाचार्यसुमणेः शासनंसर्वतोधिकम् ॥४२॥
॥ आचार्याक्षिप्तदंडास्तु कृत्वापापानिमानवाः ॥
॥ निर्मलास्वर्गमायान्ति संतःसुकृतिनोयथा ॥४३॥

---

દરેક રાજાઓ-જેમ પોતાની પ્રજા પાસેથી કર લેવાના ભાગી બને છે તેમજ આ શ્રીમત્ પીઠાધિશ્વર આચાર્યો પણ વેદસનાતન સ્વધર્મ પ્રમાણે પોતપોતાના દેશની ચાતુર્વર્ણ્ય પ્રજા પાસેથી કર લેઈ શકે છે આ કરને બ્રહ્મ દંડ-ભેટ-પુજા-કહેવાય છે.

(૪૨) આ વેદસનાતન સ્વધર્મજ સર્વ મનુષ્યોનું મુલ છે. જે કે તે આ પીઠાધીશ્વર આચાર્યો અવલંબન કરેછે અર્થાત્ આચાર્યો તે વેદસનાતન સ્વધર્મને અનુસરીને પ્રજાને તે તરફ દોરે છે. તેટલાજ માટે આ ચિંતામણી સ્વરૂપ આચાર્યોની શીક્ષા સર્વથી અધિક અર્થાત્ શ્રેષ્ટ છે-અર્થાત્ સ્વધર્મ મર્યાદાનું ઊલ્લંઘન કરનારને આચાર્ય શિક્ષા કરે એ શ્રેષ્ટજ ગણાય છે.

(૪૩) શ્રીમત્ પીઠાધીશ્વર આચાર્યથી દંડને પામેલા-પાપાચરણ કરવા વાળા મનુષ્યો સંત (જીવનમુક્ત) પુરૂષોની પેઠે નિર્મળ બની સ્વર્ગને પામે છે. અર્થાત્ વેદસનાતન સ્વધર્મથી વિરૂદ્ધ પાપાચરણી પુરૂષોને આચાર્યો દંડ કરે તો તે પાપથી મુક્ત થાય છે.

*॥ तानाचार्योपदेशो दंडश्चपालयते ..........॥
॥ तस्माद्राजाऽऽचायावांनेद्यावांन्द्यौ ........॥४४॥
॥ इत्येवंमनुरप्याह गौतमोपिविशेषतः ॥
॥ विशिष्टशिष्टाचारोपि मूलादेवप्रसिध्यति ॥४५॥
॥ तस्मात्सर्वप्रयत्नेन शासनंसर्वसंमतम् ॥
॥ आचार्यस्यविशेषेण ह्यौदार्यभरभागिनः ॥४६॥

(૪૪) તેટલાજ માટે શ્રીમત્ પીઠાધીશ્વર **आचार्य** ઉપદેશને અને દંડ પાલન કરે. અર્થાત્ આચાર્ય ધર્મિજનને ઉપદેશ કરે. અને અધર્મી જનોને દંડ કરીને તારે—અને તેટલાજ કારણ માટે [ક્ષત્રી] રાજાઓ અને શ્રીમત્ પીઠાધીશ્વર **आचार्य** પુરૂષો અવસ્ય અનિંદ્ય છે. અવસ્ય અનિંદ્ય છે.

(૪૫) એજ પ્રકારે સ્મૃતિકાર **मनु** અને **गौतमे** પણ વિશેષત્યે વર્ણવ્યું છે. કે આચાર્ય વિશીષ્ટ શિષ્ટાચાર (ધર્માચાર) પણ મુળથી પ્રસિદ્ધ છે. અર્થાત્ આચાર્ય મર્યાદા વેદશાસ્ત્ર સંમત છે.

(૪૬) તેટલાજ માટે અતિ ઉદારતાને ધારણ કર્તા આચાર્ય પુરૂષથી થએલું શાસન (દંડ શિક્ષા) સર્વ પ્રયત્નથીજ સર્વ શાસ્ત્ર સંમત છે. એટલે આચાર્ય પુરૂષ જે શાસન કરે તે શાસ્ત્ર સિદ્ધાંત હોઈ ચાતુર્વર્ણ્ય પ્રજાએ માન્ય કરવા યોગ્ય છે.

* આ શ્લોકના અક્ષરો મુળ પ્રતમાંથી નાશ થયા છે માટે લખ્યા નથી જેથી વિદ્વાન વર્ગ સુધારીને વાંચશે.

॥ धर्मपद्धतिरेषाहि जगतःस्थितिहेतवे ॥
॥ सर्ववर्णाश्रमाणांहि यथाशास्त्रंविधीयते ॥४७॥
॥ कृतेविश्वगुरुर्ब्रह्मा त्रेतायांऋषिसत्तमः ॥
॥ द्वापरे व्यासएवस्या त्कलावत्र भवाम्यहम् ॥४८॥
॥ इतिश्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमत्
॥ जगद्गुरु श्रीशंकरभगवतो महानुशासने
॥ मठाम्नायसेतावाम्नायाश्चत्वारःसमाप्ताः॥ ॐ

(૪૭) આ વેદ સનાતન સ્વધર્મ પદ્ધતિ જગતની સ્થિતિના હેતુને અર્થે વર્ણવી છે–તે વર્ણાશ્રમ ધર્મને માન્ય કરનારા બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર પુરૂષોએ યથાશાસ્ત્ર વિધિપૂર્વક જાણી માન્ય કરવી. અને તત્ આજ્ઞાનુસાર વર્તન રાખવું.

(૪૮) આચાર્ય પદ્ધાત વેદશાસ્ત્ર સિદ્ધાંત છે આ નિયમ ચાતુર્વર્ણ્ય પ્રજાને યથાર્થ સમજાવવાને શ્રીમત્ શંકર ભગવાન કહે છે કે સતયુગ ને વીશે સાક્ષાત્ બ્રહ્માજ સદ્ગુરૂ આચાર્ય હતા ત્રેતાયુગ ને વિષે વાસિષ્ટ મુની સદ્ગુરૂ આચાર્ય હતા—દ્વાપર યુગ ને વિષે શ્રી વ્યાસ નારાયણ સદ્ગુરૂ આચાર્ય હતા. અને આ કલિયુગમાં માત્ર હું (શ્રી શંકર) જ સદ્ગુરૂ આચાર્ય છું–એ પ્રમાણે શ્રીમત્ જગત્ ગુરૂ શ્રી આચાર્યની આજ્ઞા છે તેનો પ્રત્યેક પુરૂષોએ વિચાર કરી શ્રીમત્ શંકરાચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તન રાખવું જોઇએ. એજ શ્રેયસ્કર છે.

इतिश्री० ॥ ॐ ॐ ॐ

श्री गायत्री पुरश्चरणालय(व)स्वानंदोद्भव बुद्धिस्थान
वेदविद्यालय ( पुस्तकालय ) श्री गणपति मंदिर—

## लुणावाडा—

## तरफथी प्रसिद्ध थयेलां पुस्तको.

| | | |
|---|---|---|
| स्वानंद ब्रह्मविलास—काव्यमाला—पूर्वार्ध | | रु. १—४—० |
| स्वानंद ब्रह्मविलास. ,, | उत्तरार्ध | रु. १—४—० |
| सुबोध सुधा— | | रु. ०—४—० |
| निरालम्बोपनिषत्—अर्थ टीका साथे. | | रु. ०—४—० |
| श्री धर्म चन्द्रिका— | | रु. ०—२—० |
| प्रणव दर्शन—( ॐकारनो नकशो. ) | | रु. ०—२—० |
| प्रणव दर्शन रहस्य—(ॐ पंचपूटीनी समज) | | ०—१—६ |
| ब्रह्मकर्मोपासना—[ मफत. ] | | |
| सुविचार श्रेणी— | | रु. ०—१—० |
| मठाम्नाय सेतु— | | रु. ०—१—० |

पोष्टेज जुदुं.

## मळवानां स्थान—

श्री गणपति मंदिर—वैदिकशाला—मु. लुणावाडा.

नानालाल कुबेरभाई देशाई—मु. प्रांतीज.

तथा श्री ब्रह्मविद्वरिष्ट ब्र० ब्र० पूर्णानंदजी माहाराज-
ना मुकाम उपरथी पण मळशे—खाडीया गेट पासे
अमदावाद.